બાળ ગ્રંથાવલી : : ચોથી શ્રેણી : ૨

# કોચરશા



જ્યોતિ કાર્યાલય : : અમદાવાદ

બાળ ગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૨

# કોચરશા

:: લેખક ::

ધીરજલાલ ટોકરશી શાહ.





પ્રથમ આવૃત્તિ નકલ ૧૨૫૦ : [illegible]. ૧૯૮૮

મૂલ્ય સવા આનો.

જ્યોતિ કાર્યાલય : અમદાવાદ

# કોચરશા

'આજે તો માતાની આઠમ. બહુચરાજી આગળ બસો બકરાં વધેરાશે' કોઇકે આવીને કોચરને જણાવ્યું. આ સાંભળતાંજ કોચરને જાણે વીજળીનો આંચકો લાગ્યો. ' અધધધ! આટલા બધા જીવોનો સંહાર ? અને તે ધર્મને નામે ? કોઈ પણ હિસાબે આ પાપ બંધ થવુંજ જોઈએ ' તેનો અંતરાત્મા કકળી ઉઠયો.

સાંજે તે જમવા બેઠો પણ મ્હોંમાં અન્ન પેઠું નહિ. તેની સમક્ષ નિર્દોષ બકરાંઓજ મદદની બૂમો મારતાં દેખાયાં. તે હાથ ધોઇને ઉઠી ગયો.

માતા વીરમદે તથા પિતા વેદાશા બંને પાસેજ બેઠા હતા. તેમણે પૂછયું: કેમ બેટા! આજે આમ કેમ? શરીર કાંઇ ઠીક નથી કે ભોજન અણગમતું થયું છે?

'પિતાજી! શરીર સારૂં છે. ભોજન ભાવે તેવું છે, પણ આજ મારા મ્હોંમાં અન્ન જતું નથી. મેં સાંભળ્યું છે કે આજે બહુચરાજીને બસો બકરાંનો ભોગ અપાવાનો છે.'

'એ તો દર વર્ષે એમનું કાળું કર્મ કરેજ છે. મહાજને ઘણી મહેનત કરી પણ કાંઈ વળ્યું નહિ.' વેદાશાએ વાત કરી.

'મહાજન મહેનત કરે અને છતાં કાંઈ વળે નહિ ? પિતાજી ! મને લાગે છે કે દીલ દઇને એ કામ નહિ કર્યું હોય.'

'ભાઇ ! એમ ઉતાવળો થઈને અભિપ્રાય ન આપ. મહાજને મહેનત કરવામાં બાકી રાખી નથી. પૂજારીઓને બોલાવી ખૂબ સમજાવ્યા. પૈસા આપવાની વાતો કરી પણ એ લોકો એકના બે ન થયા. અને દુનિયા તો 'ઝુકતી હૈ ઝુકાનેવાલા ચાહિયે' એટલે લોકો તો એ ધર્મના ધત્તિંગમાં પહેલા જઇને પડે છે.'

'તો બીજો કાંઇ રસ્તો લેવો જોઈએ. કેવળ સમજાવીને કે પૈસા આપીને જીવદયા થોડીજ પળાય ? એમાં તો આત્મભોગની પણ જરૂર છે.'

'એટલે ?'

'એટલે જાતે જઈને હોમાવું જોઈએ. હું તો આજે મારા દોસ્તો સાથે ત્યાં પહોંચી જવાનો છું અને જોઉં છું કે આજે શું થાય છે. તમે જવાની રજા આપો.'

'ભાઇ ! તને ખબર છે કે ત્યાં તો આજે હજારો લોકોની મેદની જામે છે. ?'

'હા, પિતાજી ! પણ તમે મારી જરાએ ફીકર ન કરશો.'

વેદાશા પોતાના પુત્રની ધર્મના કામમાં આવી ધગશ

જોઈ અંતરમાં ખૂબ રાજી થયા અને બોલ્યાઃ ઠીક ત્યારે. વહેલો વહેલો જા અને ફત્તેહ કર, પણ સાચવીને કામ લેજે.

'વારૂ પિતાજી ! મારી કોઈ જાતની ચિંતા ન કરશો.' એમ કહી કોચરે કસકસતું અંગરખું પહેર્યું. માથે લોખંડી ટોપ મૂકી ઉપર પાઘડી બાંધી. સુરવાળ પહેરી ઉપર ભેટ બાંધી અને ઢાલ તરવાર લઈ ચાલ્યો. પોતાના દોસ્તોને સાથે લીધા.

શંખલપુરથી બહુચરાજી એક ગાઉને છેટે હતું એટલે થોડીવારમાં ત્યાં પહોંચ્યા. મોઢે બુકાનીઓ બાંધી તેઓ માણસની મેદની જામી હતી તેની અંદર દાખલ થઈ ગયા.

મંદિર આગળ મોટો કુંડ હતો ત્યાં હવન થઈ રહ્યો હતો. પૂજારીઓ બેઠા બેઠા છરા ઘસી ચકચકીત બનાવતા હતા અને તેને સિંદુર લગાવતા હતા. ડાકલાઓ ડુહું ડુહું ડુહું વાગતા હતા. દેવીભક્તો જુદી જુદી દેવીઓના નામ લઇ દુહા ગાતા હતા.

કોચર અને તેના મિત્રો પાસેના માણસો સાથે વાતચીત કરવા લાગ્યા. તેમાંથી તેઓએ જાણ્યું કે થોડીવારમાં મંદિરની પરશાળના બારણામાંથી બકરાં બ્હાર લાવવામાં આવશે. આ સાંભળી કોચરની ટુકડી આગળ વધી ને બકરાંઓને લાવવાના રસ્તા પર ગોઠવાઈ ગઇ.

થોડીવારમાં 'બહુચરમાતકી જે' ના અવાજો થયા અને એક પૂજારી પાંચ બકરાં લઈ બહાર આવ્યો. બકરાંઓને તે કુંડની પાસે લાવ્યો. તેમના કપાળે સિંદુર લગાવ્યું અને એક પૂજારીએ બકરાની ગરદન પર ઘા કરવા છરો ઉપાડયો ત્યાં તો

પાસે ઉભેલા કોચરે જોરથી તેનું કાંડું પકડયું અને વાઘના જેવી ગર્જના કરતો તે બોલ્યોઃ સબૂર ! આ નિર્દોષ બકરાંઓને શા માટે રેંસી નાખો છો ? આજ વખતે તેના મિત્રોએ ઝપટ મારી બીજાં બકરાંને પણ પોતાની સોડમાં ખેંચી લીધાં. ઘડીભર વાતાવરણ ગંભીર બની ગયું.

'માતાને ભોગ અપાતો અટકાવનાર તમે કોણ છો ? તમે તમારા રસ્તે જાવ નહિતર દેવીનો કોપ તમારા ઉપર ઉતરશે અને જીવવું ભારે પડશે.' કાંડું છોડાવવાને આંચકો મારતો પૂજારી બોલ્યો.

કોચરે કાંડું છોડી દીધું અને હા, હા, હા, હસતો તે બોલ્યોઃ શું અહીં પણ નિર્દોષ બકરાંઓને વધેરવાનું સમજો છો ? એ બીક બીજાને બતાવજો. તમે સીધે સીધો જવાબ આપો કે શા માટે આ બકરાંઓનો નિષ્ઠુર રીતે જીવ લ્યો છો.

આ વખતે કોચરની આંખ લાલઘુમ ચણોઠી જેવી બની ગઈ હતી. તેના શરીરમાં શૂરાતન વ્યાપી ગયું હતું. આખું શરીર પીંપળના પાનની જેમ ધ્રૂજતું હતું. પૂજારીઓ આ રૂપ જોઇ ગભરાયા. છતાં એક હિમ્મત લાવી જવાબ આપ્યોઃ માતા ભોગ માગે છે એટલે આપીએ છીએ. જો એના માગ્યા પ્રમાણે ભોગ ન આપીએ તો દેશમાં દુકાળ પડે, મરકી થાય.

'શું માતા આ ભોગ માગે છે ? જો એને ભોગ જોઇતો હોય તો બકરાંઓને જીવતાંજ એમની આગળ મૂકી દોને. તે ભોગ લઈ લેશે. એ માટે તમારે એને મારવાની શી જરૂર ?'

'અમે એ કાંઈ ન સમજીએ. અમે તો બાપદાદાના વખતથી આજ પ્રમાણે કરતા આવ્યા છીએ. અમારા કામમાં વિઘ્ન નાખવાનો તમને શો અધિકાર છે ?'

'જ્યાં એક નિર્દોષ પ્રાણીનો ધર્મના ઓઠા નીચે જાન લેવાતો હોય ત્યાં કોઈ પણ માણસને એ કામ અટકાવવાનો અધિકાર છે. અમે કોઈપણ ભોગે આ બકરાંઓને મારવા નહિ દઇએ.'

'એટલે તમે બળજબરી વાપરી અમારા હવનમાં ભંગ કરવા માગો છો, એમને ?'

'એને તમે ભલે બળજબરી માનો. અમે તો સાચી સલાહ આપીએ છીએ કે એમને છોડી મૂકો અને કોઈપણ બકરાનો ભોગ ન આપો.'

આવી રકઝક જોઈ કેટલાક માણસને કોચરની વાત સાચી લાગી ત્યારે કેટલાક તો એ સાંભળી ઉશ્કેરાઈ ગયા અને કેટલાક તો તરવાર ખેંચી આ ટુકડીપર ધસી પણ ગયા. મામલો વિફરશે એમ જોતાં કોચરની ટુકડીએ પણ તરવારો ખેંચીને પડકાર કર્યો કે લડવું હોય તો માથાં મૂકીને આવજો નહિતર એટલેજ રહેજો. કહેવત છે કે 'એક મરણીઓ સોને ભારે.' એમાં આતો પાંચ જણ હતા. એ પડકારની ઉપરવટ થઈને આવવાની કોઈની જીગર ચાલી નહિ. પણ એજ વખતે તેઓ બીજાં બકરાંને લઈ જઈને મંદિરમાં ધુસ્યા. નિર્દોષ બકરાંઓની ગરદનપર કાતિલ છરાઓ ફરી વળ્યા. કોચર અને તેની

કુકડીને આ જાણ થતાં તે રાતાપીળા થઇ ગયા પણ શું કરે ? જો ત્યાં બીજાં બકરાંનો જીવ બચાવવા જાય તો પોતાની પાસે રહેલાં બકરાંઓનો વધ થાય. આથી પોતાના હાથમાં આવેલાં બકરાંઓને લઈનેજ તેઓ મેદની સોંસરા નીકળી ગયા. માણસોની ઉશ્કેરણીનો પાર ન હતો પણ આ જવાંમર્દોને અડકવાની કોઈની હિમ્મત ચાલી નહિ.

એજ રાતે બીજાં પણ ઘણાં બકરાંઓનો ભોગ લેવાયો. આ બનાવે કોચરનું હૃદય હલાવી નાખ્યું. કઈ રીતે આ જીવ-હિંસા બંધ થાય એવા વિચારો એને આવવા લાગ્યા. માત્ર મહાજનનું બળ આને અટકાવી નહિ શકે. કાંઈક કાયદો હોય તો જ આ બાબત અટકે એમ પણ એના મનમાં વસી ગયું.

: ૨ :

આ બનાવને કેટલોક વખત પસાર થઈ ગયો છે. એક વખત વેપારને અંગે કોચર ખંભાત ગયો. એ વખતે ખંભાતની જાહોજલાલી ઘણી હતી. સ્થંભન પાર્શ્વનાથનું તીર્થ, અનેક જિનમંદિરો, ભવ્ય ઉપાશ્રયો, જ્ઞાન ભંડારો ને શ્રીમંત જનોને લીધે તે જૈનપુરી કહેવાતું. ગૂજરાતનો સુબો પણ એ વખતે મોટા ભાગે ત્યાં રહેતો હતો. એના પર જૈનોની ઘણી લાગવગ હતી.

કોચર દેવદર્શન કરી ગુરુવંદને ગયો. આ વખતે સુમતિ-સૂરિ નામના આચાર્ય ત્યાં વ્યાખ્યાન વાંચતા હતા. નગરના અનેક પ્રખ્યાત માણસો પણ એ વ્યાખ્યાન સાંભળવા આવ્યા. કોચરને પરગામનો ધર્મબંધુ જાણી આગળ જવાની જગા

આપી એટલે તે આગળ ગયો ને ગુરુને વંદન કરી વ્યાખ્યાન સાંભળવા બેઠો. વ્યાખ્યાનમાં પણ બરાબર એજ વખતે ‘ અમારિ (જીવદયા)’નો વિષય ચાલતો હતો. મેઘરથ રાજાએ પારેવાનો પ્રાણ બચાવવા શરીરના દાન દીધાં એ અધિકાર ચાલતો હતો. સૂરિજીએ વાતનો એટલો રસ જમાવ્યો હતો કે સાંભળનારનાં માથાં ડોલતાં હતાં. એ વ્યાખ્યાન પૂરૂં થયું એટલે કોચરે હાથ જોડી વિનંતિ કરી કે ગુરુ મહારાજ ! અમારે ત્યાં બહુચરાજી આગળ જીવહિંસા બહુ થાય છે. કોઈ પણ રીતે અટકે એવો ઉપાય બતાવો.

આ વખતે સભામાં મોટા મોટા શેઠ બેઠા હતા. તેમાં અરડક્કમલ ઓશવાળ સાજણસિંહ પણ બેઠા હતા. તેમને આચાર્ય મહારાજે બોલાવ્યા ને કહ્યું કે તમારી લક્ષ્મીનો લ્હાવો લેવાનો આ અવસર છે. વળી રાજ્યમાં પણ તમારી ઘણી લાગવગ છે માટે આ હિંસા બંધ કરાવી પુણ્ય ઉપાર્જન કરો.

સાજણસિંહે એ સૂચના માથે ચડાવી. તે કોચરને પોતાને ત્યાં તેડી ગયો ને ખૂબ આગતાસ્વાગતા કરી. પછી જમીને બેઠા ત્યારે સાજણસિંહે પ્રશ્ન કર્યો: કોચરશા ! વેપાર જ કરી જાણો છો કે હાથમાં તરવાર પણ પકડો છો ?

કોચરશા કહે, બંનેથી પૂરેપૂરો માહિતગાર છું.

‘ તો તમને જ એ તાલુકાના રિસાલદાર બનાવીશ. અમલદારી કરી શકશો ને ? ’

‘ એ પ્રશ્નનો મારી જાતે શું જવાબ આપું પણ આપને

ખાતરી આપું છું કે મને એ સત્તા આપવામાં આવશે તો આદર્શ અમારી પળાવીશ ને તાલુકાને સુખી કરીશ.'

'સારૂં ત્યારે, આજે મારી સાથે આવજો.'

સાજણસિંહ નમતા પહોરે કોચરને લઇને સુલતાન પાસે ગયા. સુલતાનની તેમના પર ઘણી ચાહના હતી. રાજના દરેક કામમાં તેમની સલાહ લેતા. સલામ ભરી બંને જણા ઉભા રહ્યા એટલે સુલતાને પૂછ્યું: ચચ્ચાજી કેમ પધારવું થયું ?

સાજણસિંહ કહે, જહાંપનાહ ! હમણાં હમણાં શંખલપુરના ફોજદાર માટે બહુ ફરિયાદો આવે છે. રાજ્યની ઘણી ઉપજ તે ખરાબ કરી નાખે છે. માટે એનો કાંઈ બંદોબસ્ત થવો જોઇએ.

'તો આપની નજરમાં શું આવે છે?'

'મને તો લાગે છે કે એને પાછો બોલાવીને બીજા કોઇ માણસને નીમવો.'

સુલતાન કહે, તો આપને ઠીક લાગે તે માણસની નિમણુંક કરો.

'જેવો હુકમ.' કહી સાજણસિંહ ત્યાંથી પાછા આવ્યા ને તરત જ શંખલપુરના ફોજદારને બોલાવી લેવા હુકમ લખાવ્યો. કોચરશાને શીરપાવ તથા એક હજાર ઘોડાની રિસાલદારી આપી શંખલપુરનો સત્તાધીશ નિમ્યો.

કોચર પોતાની ભાગ્યદશા એકાએક પલટાયેલી જોઈ ખૂબ ખુશ થયો. પોતાના નાના સરખા જીવદયાના કામનો આ બદલો છે એમ માનવા લાગ્યો. તે અહીંથી ઉપડતા પહેલાં સુમતિસૂરિને વંદન કરવા ગયો.

ગુરુએ આશીર્વાદ આપીને કહ્યું કે જૈન શાસ્ત્રમાં વણ વેલી

'અમારિ' તારા ગામોમાં પળાવજે. એથી મોટું કોઈ પુણ્ય નથી. તારો આ ભવ અને પરભવ બંને સુધરશે.

કોચરશાહ એ આશીર્વાદ લઈ પાછો આવ્યો. એક હજાર ઘોડાની પલટન તૈયાર થઈ. તેનો ઉપરી બની તે શંખલપુર ભણી ચાલ્યો.

ગામની ભાગોળે આવીને લશ્કરી વાજાં વગડાવ્યાં. ગામ આખું જોવા મળ્યું. જુવે તો એના મોખરે કોચર. આવડા મોટા અધિકાર પર તે એકાએક શી રીતે આવ્યો તે એમનાથી ન સમજાયું. પણ મહાજને તરત એના સામૈયાની તૈયારી કરી. ઠેર ઠેર તરીયાં તોરણ બંધાવ્યાં. વીરમદે અને વેદાશાના આનંદની તો વાત જ શી ?

ગાજતે વાજતે કોચરે ગામમાં પ્રવેશ કર્યો. યાચકો એની બિરદાવળી બોલવા લાગ્યા. કોચરે તેમને સારી રીતે દાન આપ્યું. માણસોએ એને ચોખા તથા ફૂલથી વધાવ્યો. ઘર આગળ આવતાં માતાએ તેનાં લુણ ઉતાર્યાં.

બીજા દિવસથી એ પોતાના રસાલાને પોતાના અધિકારવાળા ગામોમાં ફેરવવા લાગ્યો. એના અધિકારમાં નીચેનાં બાર ગામ હતાં:—(૧) શંખલપુર (૨) હાંસલપુર (૩) વડાવલી (૪) સીતાપુર (૫) નાવિઆંણી (૬) બહેચરાજી (૭) ટૂહડ (૮) દેલવાડું (૯) દેનમાલ (૧૦) મોઢેરા (૧૧) કાલહરિ (૧૨) છમી છું.

આ પ્રમાણે ઘોડેસ્વારોને ફેરવી તેણે ખૂબ છાપ પાડી. પછી 'અમારિ' પાળવાની દાંડી પીટાવી:

"આજથી બાર ગામમાં કોઇ પણ પ્રાણીની જીવહિંસા કરવી નહિ. માતા, મેલડી, ભૂત, ભવાનીને નામે ભોગ આપવા નહિ. શિકાર ખેલવો ન હ. તલાવમાંથી જાળ નાખીને કે બીજી રીતે માછલાં પકડવાં નહિ. દરેકે ગળેલું પાણી જ વાપરવું. તલાવમાં મૂકેલી ગરણીમાંથી જ પાણી ભરવું ને સહુની સાથે હળીમળીને રહેવું."

એ હુકમનું બરાબર પાલન થાય તે માટે તેણે મક્કમ હાથે કામ લીધું. થોડા વખતમાં તો આ કામથી તેની કીર્તિ ઘણી ફેલાઈ.

આ વખતે દિલ્હીમાં સમરોશાહ અને સારંગશાહ રહેતા હતા જેમનું માન ઘણું હતું. સમરાશાહે પોતાની બુદ્ધિથી નવ લાખ તો બાન (જામીનગીરીમાં પકડાયેલાં) છોડાવ્યાં હતાં. એમની પાસે દેપાળ નામનો એક કવિ હતો. તે એક વખત દિલ્હીથી ગૂજરાતમાં આવ્યો અને જુદા જુદા તીર્થની યાત્રા કરવા લાગ્યો. એમ યાત્રા કરતાં જ્યારે શંખેશ્વર આવ્યો ત્યારે તેણે વાત સાંભળી કે 'અમારિ' ક્યાંઇ પળાતી હોય તો તે કોચરના બાર ગામમાં. આ સમયમાં એના જેવો 'અમારિ' પળાવનાર કોઈ નથી. આથી દેપાળને શંખલપુર જવાનું અને કોચરને જોવાનું મન થયું. તે એક વેલડું લઇ શંખલપુર આવ્યો. તળાવના કિનારે વેલડું છોડયું ને બળદને પાણી પાવા છોડયા. અહીં કિનારે કેટલાક માણસો બેઠા હતા. તેમણે વેલવાળાને કહ્યું: ભાઈ! પેલી ગરણીમાંથી જ બળદ પાણી પીવે હો. આડે અવળે ન લઈ જશો. દેપાળે નજર કરી તો તળાવમાં ઠેર ઠેર ગરણીઓ મૂકલી હતી. 'કેમ, તમે એની ચોકી કરવા બેઠા છો?' જરા મશ્કરીમાં દેપાળે પ્રશ્ન કર્યો.

'હા ભાઈ, એની ચોકી કરવા જ અમે અહીં બેઠા છીએ.'

દેપાળને એ જવાબથી જરા આશ્ચર્ય થયું. તેણે પૂછ્યું કે તમને અહીં કોણે નીમ્યા છે?

'તાલુકાના રિસાલદાર કોચરશાએ. એના બારે ગામમાં આવો બંદોબસ્ત છે. જેથી મચ્છીમાર જાળ ન નાખી શકે, બગલાં માછલાં ન પકડી શકે અને ઢોર પણ અળગણ પાણી પી ન શકે. કોઈ પનિહારી ગળણું ન લાવી હોય તો તેની પણ તપાસ થાય છે. વળી જુઓ તળાવને કાંઠે આ કણનાં કુંડાં મૂકયાં છે. પંખીઓ આખો દિવસ નિર્ભયતાથી અહીં આવીને તે ચણે છે. છે કોઇની બીક?'

દેપાળ પાસે ગયો પરંતુ પક્ષી ઉડી ગયાં નહિ. તેને ખાતરી થઇ કે કોચરે એની 'અમારિ'થી પંખીપશુને પણ નિર્ભય બનાવ્યાં છે. આથી દેપાળ ઘણો જ પ્રસન્ન થયો અને કોચરને ઘેર જઈ એક કવિત લલકારી તેને આશીર્વાદ આપ્યો. પછી તેના બીજા ગુણ વિષે પણ કવિત સંભળાવ્યાં. કોચરશા એ સાંભળી ખૂબ પ્રસન્ન થયો અને કવિરાજનું ખૂબ સન્માન કર્યું. પછી શંખલપુરની બજારો ખુલ્લી મૂકાવી દીધી ને કવિને જે જોઇએ તે લઇ લેવા કહ્યું. આવા દાન તો કોઇક જ કરે!

દસેક દિવસ દેપાળ અહીં રહી ખંભાત ગયો.

ગુરુ મહારાજનું વ્યાખ્યાન ચાલી રહ્યું છે. મોટા મોટા શેઠ, શ્રીમંત ને મહાજનથી ઉપાશ્રય ચિકાર ભરાઇ ગયો છે. કવિ દેપાળને કોચરનાં કવિત ગાવાના કોડ થયા. આવાના વખાણ ન કરીએ તો કોના કરીએ એવો મનમાં વિચાર

થયો. ગુરુ મહારાજ વ્યાખ્યાન વાંચીને અટક્યા કે દેપાળે કવિત ઉપાડયાં.

કોનો જગમાં વાસ, કોચર સમ કીર્તિભર્યો ?
જેને વરવા ખાસ, અપ્સરા આશા ધરે.
આઠમચંદ શું ભાલ, મૂખ પુનમનો ચંદલો;
છાતી બડી વિશાલ, નાસે ભડ પણ ભાળતાં.
ન્યાયે બીજો રામ, કુમારપાળ કરુણા વિષે;
કે ગુણીયલ તારૂં નામ, સાંભળતાં સુખ ઉપજે.
'અમારિ'નો અવતાર, વીર સુત વેદાશાહનો;
તારા ગુણનો પાર, કવિ યે કોણ લઈ શકે ?

સાજણસિંહ જેણે કોચરને રિસાલદાર બનાવ્યો હતો તે આજ સભામાં બેઠા હતા. દેપાળે કોચરનાં કરેલાં વખાણ સાંભળીને તેમને ખૂબ લાગી આવ્યું કે આ મારાથી આગળ વધેલો કોચર તેનાં આટલાં બધાં વખાણ ને હું ઓશવાળ ભૂપાળ તે કશા લેખામાં નહિ ? વાહરે કોચર વાહ ! તેં પણ યાચકોને દાન આપી કીર્તિ કમાવાનો ખરો રસ્તો શોધી કાઢયો છે. ત્યારે હું પણ જોઉં કે એમ સસ્તી કીર્તિ કેમ પામી શકાય છે ?

દેપાળ તો કવિત પુરા થયા એટલે સભામાંથી ઉઠયો ને થોડું ઘણું કામ હતું તે કરી શત્રુંજય ગયો.

સાજણસિંહના મનમાં ઈર્ષાનો અગ્નિ સળગી રહ્યો છે. કોચરને હવે કયારે નીચે ઉતારૂં એજ વિચાર મનમાં કરવા લાગ્યો. પછી તે સુલતાન પાસે ગયો ને કોચરશા માટે આડીઅવળી અનેક વાતો બનાવીને કહી.

સુલતાન કહે, ચચ્ચાજી ! એવું છે તો મને પૂછો છો શું ? એને બાંધીને પકડી મંગાવો અને કેદમાં પૂરી દો.

સાજણસિંહે એ હુકમ મેળવી ખરીતો લખ્યો કે તમારૂં અગત્યનું કામ છે તો આ પત્ર મળતાં જ ખંભાત આવો. કોચરશાના મનમાં તો દગાની ગંધ નથી. એ તો સાજણસિંહને પોતાનો પરમ ઉપકારી માને છે. એને થયું કે હાશ ! ઘણા દિવસે એમને મળીશું ને 'અમારી'ની વાતો કરીશું. પણ ખંભાત ગયો કે તરત તેને બાંધીને કેદમાં પૂરવામાં આવ્યો.

નગરમાં વાત ફેલાતાં હાહાકાર મચ્યો. કોઈએ કંઇ કહ્યું અને કોઇએ કંઈ કહ્યું. પણ ઘણા માણસો સમજી ગયા કે સાજણસિંહે જ કોચરને કેદમાં નંખાવ્યો છે.

કોચર પોતે કાંઇ પણ કારણ જાણતો નથી. આ વાતની શંખલપુરમાં ખબર પડતાં મહાજને હડતાલ પાડી. એના બીજા ગામોમાં પણ હડતાલ પડી. એણે લોકોનો એટલો પ્રેમ સંપાદન કર્યો હતો કે તેઓ આ ખબર સાંભળી ઉશ્કેરાઇ ગયા.

અહીં થોડા દિવસમાં દેપાળ શત્રુંજયની યાત્રા કરીને પાછો આવ્યો. ગામમાં આવતાં જ લોકોને આંગળી ચીંધતા જોયા કે આ કવિએ ન કરવાનાં વખાણ કર્યાં ને કોચરને કેદમાં નંખાવ્યો. આ વાત સાંભળતાં જ તેના પેટમાં તેલ રેડાયું.

અરે દુનિયા ! દુનિયા ! શું તારી રીત છે ? વાડ ચીભડા ગળે તો પછી ધરતીમાં ઉભા રહેવાનું ઠેકાણું જ કયાં ? આ સાજણસિંહ કોચરને સત્તા અપાવનાર તેને જ આજ ઈર્ષા થઇ ?

અને એ ઈર્ષાને અંગે નિર્દોષ ને નિરપરાધી કાચરને કેદમાં નંખાવ્યો ? હવે કોઈ પણ ઉપાયે મારે તેને છોડાવવો જ જોઇએ.

આવો વિચાર કરી બીજા દિવસે તે વ્યાખ્યાનમાં ગયો ને સાજણસિંહનું કવિત બનાવીને ગાયું. સાજણસિંહ આથી ખુશ ખુશ થઇ ગયો. છેલ્લે છેલ્લે નીચેના દૂહા પણ લલકાર્યા કે

ધન્ય સાજણસિંહ ધન્ય તું ! દૂર્બળ દીન આધાર;
તું કીડી કે કંથવો દુભવે નહિ લગાર.
શંખલપુરના ધીવરો આપે તને આશીષ;
પકડે સુખે માછલાં અબ કોણ ચડાવે રીષ.
ભક્તો બહુચર માતના હરખે ઘેલા થાય;
પાડા ને બકરાં તણાં માંસ હવે રંધાય.
સ્વામીવચ્છલનાં ભલાં બહુ કીધાં તેં કામ;
અમારિ 'અવળી મુંઠે' પળાવી બારે ગામ.

સાજણસિંહ આ સાંભળતાં શરમાઇ ગયો. અવળી મુંઠે 'અમારિ' પળાવી એ સાંભળતાં તેને ઘણો ખેદ થયો. જાણે ધરતી માગ દે તો સમાઇ જાઉં એવું થયું

હું ઓશવાળ ભૂપાળ અને મારાજ હાથે આ કામ ? જેને મેંજ શમશેર બંધાવી તેનીજ મેં ખુંચવી ? તેણે તરતજ હુકમ કરાવ્યો કે કાચરને કેદમાંથી છોડી મૂકો. કાચરને તો હજી સુધી ખબરજ ન હતી કે શા કારણે તેને પકડવામાં આવ્યો છે. તેને ફરીથી બાર ગામનો અધિકાર આપ્યો ને ફરી પણ શંખલપુર તાલુકામાં એજ રીતે 'અમારી' પળાવા લાગી.

**જીવનભર આવી 'અમારિ' પળાવનાર કાચરને કોણ ભૂલી શકે?**